શ્રીનવીન

# ચંદ્રસેન-ચંદ્રમતી

## નાટકનાં ગાયનો.

રચનાર.

**પટેલ. સાંકળચંદ જમનાદાસ.**

છપાવી પ્રસિદ્ધ કરનાર.

**પટેલ. રામચંદ્ર દલસુખરામ.**

( આવૃત્તિ પહેલી. )







શ્રી.

# ચંદ્રસેન—ચંદ્રમતી

## નાટકનાં ગાયનો.

રચનાર.

પટેલ સાંકળચંદ જમનાદાસ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

પટેલ રામચંદ્ર દલસુખરાંમ.

( આવૃત્તિ પહેલી. )

અમદાવાદ.

( રાજનગર ટાઇપ ફાઉન્ડરી પ્રિન્ટિંગ પ્રેસ. )

સંવત. ૧૯૫૯ ઈસ્વી. સન ૧૯૦૩

કીમત. ૦-૨-૦

॥ श्री अंबिकानमः ॥

# શ્રી નવિન "ચંદ્રસેન–ચંદ્રમતી" નાટકનો ટુંકસાર.

## અંક ૧ પહેલો.

### મંગળાચરણ. સુત્રધાર તથા નટી.

પ્ર. ૧ લો—ચંદ્રનગરમાં વાઘ [illegible] છે તેને મારવાની ખેડુતોની અરજ. ગાંડા શવચંદ શેઠની બેલાયકી ભરેલી અરજ. શિવનંદાએ ઘેર લઇ જવો, નાચ.

પ્ર. ૨ જો—ચંદ્રકુમાર તથા તેમના [illegible] ચાંપસીંહ શિકારે નીકળેલા ચંદ્રકુમારે હરણ પાછળ પડવું [illegible] છેક મણીપુરની લગભગ જતાં હરણને મારવું. થાક [illegible] બાગમાં વિશ્રામ લેવો સખીઓ સાથે ચદ્રમતી બાગમાં આવેલી તેને ચંદ્રકુમારને જોઇ મોહિત થવું. સખીઓને [illegible] કાઢી મુકવી. ચંદ્રકુમાર તથા ચંદ્રમતીની આનાકાની તથા વાદવિવાદ અને ચંદ્રકુમાર તથા ચાંપસીંહનું ચંદ્રનગર તરફ વિદાય થવું અને ચંદ્રમતીએ મુર્છામાં પડવું ) સાહેલીઓએ આવી શુદ્ધિમાં લાવીને શિખામણ દેવી. કામસીંહનોનો સીપાઇ ચીઠી લઇ આવે છે, તે ચંદ્રમતીને આપે છે, વાંચી ગુસ્સે થવું અને તિરસ્કાર કરવા, કામસિંહ ચીઠીની રાહ જોતો વિચાર કરે છે એટલામાં સીપાઇ આવી સર્વ સમાચાર કહે છે, તે સાંભળી પગથી તે માથા સુધી જવાળા પ્રગટે છે ચંદ્રસેનને ઠાર કરવાના વિચારથી પાછળ પાછળ જવું.

પ્ર. ૩ જો—તેજસીંહનું વાઘ મારવા જવું, વાઘના ઝપાટામાં આવવું અને નિરાશ થઇ પાછા ફરવું. ચંદ્રકુમાર તથા ચાંપસીંહને રસ્તામાં સર્વ સમાચાર

મળવા અને તેમણે વાઘ મારવા જવુ અને વાઘ મારવો, જરા વાર વિશ્રામ લઇ નિંદ્રા આવવાથી ઉંઘી જવું, પાછળથી આવી કામસીંહે આવી ઘા કરવા જવો, એટલામાં શવચંદ શેઠે આવી ગડબડ મચાવી બંને કુમારોને બચાવવા. શેઠને સવા લાખ મહોરોની વીંટી ઇનામ આપવી.

પ્ર. ૪ થો—વાઘ મુઓ સાંભળી ખેડુતોની ખુશાલી ( ગાંઠા ) શેઠનું વીંટી જોઇ ખુશી થવું. ધનકુવર ગુણકાએ કપટથી વીંટી છીનાવી લેવી,

પ્ર. ૫ મો—તેજસીંહને મંદવાડ, ચંદ્રકુમાર નાના હોવાથી ફીકરમાં પડવું, નેપથ્યથી અવાજ, જોગીનું આવવું, રાજાને ઓસડ આપી આરામ કરવો, રાજગોરને બોલાવી કુમારના લગ્ન માટે મોકલવો, તેવામાં મણીપુરના ગોરનું આવવું અને લગ્નનું નકી થવાથી જાન લઇ પરણાવવા જવું. પરણી ઘેર આવવું.

પ્ર. ૬ ઠો—શવચંદ તથા શિવનંદાએ કમાલખાંને લેઇ વીંટી લેવા જવું. શિવનંદાએ કમાલખાં સાથે જતું રહેવું. શેઠે વીંટી વીંટી પોકાર્યા કરવું.

પ્ર. ૭ મો—ચંદ્રકુમારને રાજ્યાભિષેક કરવો, નાચ. ચંદ્રમતિને મણીપુરથી તેડું અને વિદાય કરવા.

પ્ર. ૮ મો—સીપાઇઓનો દારૂનો કુછંદ. ચંદ્રકુમારની નજરે પડવું, નોકરીમાંથી ડીસમીસ, સીપાઇઓનો અફસોસ કામસીંહે આવી નોકરીની લાલચ આપી ચંદ્રમતિને ઉઠાવી લાવવા પેરવી. આ બધું કામસીંહના મીત્ર સોદાગર જોઇ તથા સાંભળી પોતે મેળવવાના ઉદ્યોગમાં પ્રવીણ થવાના વિચાર.

પ્ર. ૯ મો—મણિપુરના ચંપકકુમારને રાજ્યાભિષેક કરી કટાર બંધાવવી, કાં-

મસીંહને પ્રધાન પદવી મળવી, ગુણકાનો નાચ. તેજસીંહના મંદવાડના સમાચાર લઈ ચંદ્રનગરથી તેડું આવવું.

પ્ર. ૧૦ મો—બંને બેનોની શિખામણ.

પ્ર. ૧૧ મો—સખીયો સાથે ચંદ્રમતીની વાત ચીત્ત કરવી. દેવીના મંદિરે પુજન કરવા તૈયાર થવા કહેવું. ગાંડા શેઠે શિવાનંદાને પકડી લાવવી. શિવનંદાએ શેઠના હાથ પગ બાંધી જતા રહેવું. કમાલનું આવવું. શેઠે યુકતીથી કમાલને બાંધવો અને માર મારી જતા રહેવું. શિવનંદાએ આવી ગાંડો જાણી માર મારવો પાછળથી ઓળખી છોડવો.

પ્ર. ૧૨ મો.—તેજસીંહનું મરણ ચંદ્રકુમાર અને પુષ્પાવતીનો વિલાપ. ચાંપસીંહે ધીરજ આપવી. ગાંડા શેઠે ધનકુંવરને કરગરવું. છતાં નહિ માનવું. શેઠે જોગી બની ચાલ્યા જવું.

પ્ર. ૧૩ મો—કામસીંહ અને ગુણસુંદરીની મોજશોખ. રંગમાં ભંગ. કામસીંહને સંતાડવો. ચંદ્રમતીને મુકવા માટે કામસીંહને મોકલવાનો ઠરાવ.

પ્ર. ૧૪મો.—ગરબો.

---

## અંક બીજો.

પ્ર. ૧ લો—કામશીંહ અને કમાલખાંની સલાહ. સોદાગરે સાંભળવી. ચંદ્રમતી અને સખીયોની વાતચીત. ચંદ્રમતીને બદલે પ્રભાવતીનું હરણ, શવચંદશેઠનું આવવું. તેજસીંહના મર્ણના માઠા સમાચાર. ચંદ્રમતીએ તાકીદથી ચંદ્રનગર જવા તૈયારી અને ચંદ્રનગર તરફ રવાના થવું.

પ્ર. ૨ જો.—જંગલમાં નદિ કિનારા ઉપર કમાલખાં અને શિવનંદા બનાવઠી કામસિંહનું આવવું. કમાલખાંને પ્રપંચ કરી કાઢી

મુકવો. અને શિવાનંદા તથા પ્રભાવતીને લઇ વિદાય થવું. કમાલનો અફસોસ. લુટારૂ ટોળી જમાવવી.

—મણિપુરથી સિપાઈ ચિઠ્ઠી લઇ આવે છે. વિલાપ. વૈરાગ. જોગી બનાવટની તૈયારી.

પ્ર. ૪ થો.—પહાડી રસ્તામાં પ્રભાવતી, શિવનંદા અને સોદાગરે (વણઝારે) અને સોદાગરના વિચાર.

પ્ર. ૫ મો—ચંદ્રકુમાર તથા ચાંપશીંહનું નીકળવું. પુષ્પાવતી તથા નગ્ર જનોએ આવી રોકવા. છેવટે રાજકારભાર ચતુરશીંહને સોંપી જોગી વેશ ધારી ચંદ્રમતીની શોધ માટે ચાલ્યા જવું.

પ્ર. ૬ ઠો—સોદાગર તથા પ્રભાવતીની રકઝક. પ્રભાવતીએ મારવા કટાર ઉગામવી અને શિવનદાએ છીનવી લેવી. પ્રભાવતી ઉપર બળાત્કાર. છેવટે ગભરાઇ બુમ પાડવી. ચંદ્રકુમારનું આવવું. સોદાગરને ઠાર કરવો. પ્રભાવતીને સાથે લઇ ચાલતા થવું.

પ્ર. ૭ મો—કામશીંહની બદદાનત. ચંદ્રમતીનો ધિક્કાર, કામશીંહનો જુલમ. ચંદ્રમતીએ નાશી સિપાઇ પાસે જતું રહેવું.

પ્રવેશ ૮ મો—કામસીંહ તથા સીપાઇઓની લડાઈ. ચંદ્રમતી ઉપર ફરી જુલમ. લુટારૂ ટોળીનું અચાનક આવવુ. કામસીંહનું સંતાઇ જવું. ચંદ્રમતીએ જાહેર પડવું. કામસીંહને ઠાર કરવો.

પ્ર. ૯ મો—કમાલખાંથી શિવાનંદાનુ રિસાણું. જોગી વેશે શવચંદશેઠે ભુત કહાડવું. પ્રપંચથી શિવનંદાનું નાક કાપી કમાલને બાંધી માર મારી ચાલતા થવું. લુટારાઓએ ચંદ્રમતીને લઇ આવવું. કમાલે ચંદ્રમતીને પુછી માહિતગાર થવું. અને કાંન્તી જોઇ મોહિત થવું. ચંદ્રમતીને સ્ત્રી થવા કહેવું. નહિ માનવાથી ચંદ્રમતીને ગુફામાં કેદ અને લુટારાઓનો પેરો.

પ્ર. ૧૦ મો–ગુફામાં મહાદેવની સ્તુતિ. કોટ કુદી ભુતોનું આવવું. પેરેગી-
રોનું ગભરાવું. ચંદ્રમતીને માથાના વાળ આપવા. સઘળા
પેરેગીરોને ઠાર કરવા.

પ્ર. ૧૧ મો–ચંદ્રકુમાર તથા પ્રભાવતીને તરશ લાગવી. ચાંપશીંહે પાણી
લેવા જવું. કપટી રાક્ષસે ચંદ્રકુમારને ગુફામાં કેદ કરવો. કમાલે
પ્રભાવતીને ઉપાડી જવી. ચાંપશીંહે પાછા આવવું. ચંદ્રકુમાર
તથા પ્રભાવતીને નહિ દેખવાથી પ્રશ્ચાતાપ. શંકર સ્તુતિ. આપઘાત
કરવો. જોગીએ રોકવો. અને મરણ દંડ આપી અલોપ થવું. દંડ-
થી ગુફા તોડી રાક્ષસને ઠાર કરવો. સર્વ કેદીઓનો આશિરવાદ.

પ્ર. ૧૨ મો–ચંદ્રમતીનો અફસોસ. પાછળથી રીંછનું આવવું. ચંદ્રમતીએ
ગભરાવું. રીંછે પકડવી. પારધીએ રીંછને મારી નાંખવું. ઉપકારના
બદલામાં અઘટિત માગણી. માગણી ના મંજુર. બળાત્કાર. અ-
તિ ક્રોધથી શ્રાપ દેવો. પારધીનું ખાખ થવું. પગલાં વાગ-
વાથી સંતાઇ જવું. ચંદ્રકુમાર તથા ચાંપસીંહનું આવવું. બ-
ન્ને મિત્રની વાતચીત. આગળ જવું. ચંદ્રમતીના વિચાર.
અને રસ્તે પડવું.

પ્ર. ૧૩ મો–વરસાદ અને પવનનું વાવાઝોડું. ચંદ્રકુમાર તથા ચાંપસીંહે ગભ-
રાઇ દેવળમાં પેશી જવું. દેવળનું પડી જવું. ખડભડાટ સાં-
ભળી ગાંડા જોગીએ આવી બચાવી લેવા. ત્રણે જણની વા-
તચિત. અને નગર તરફ વિદાય થવું.

પ્ર. ૧૪ મો–શિકારીઓનું ભટકતું. ટોળું. ચંદ્રમતીને જોગણી જાણી બ્હીને
નાશી જવું. પરમેશ્વરની સ્તુતિ. શિકારીઓએ ચંદ્રમતીને પક-
ડીને અડધી ભોંયમાં દાટી તીરમબાજી કરવી. બાબરાના આ-

પેલા વાળ સળગાવવા. ભુતોનું આવવું, શિકારીઓને ઠાર કરવા. ચંદ્રમતીને બાગમાં પહોંચડાવી.

---

## અંક ત્રીજો.

પ્ર. ૧ લો.—ચંદ્રમતી અને બાગના માળી સાથે વાતચિત. પરમેશ્વરને અરજ. ચંદ્રકુમાર, ચાંપસીંહ અને શેઠનું જતાં અવાજ સાંભળી ત્યાં આવવું. ચંદ્રમતીએ ત્યાં સંતાઇ જવું. ચંદ્રકુમારની અટકળ, ચંદ્રમતીએ છતું પડવું. વાતચિત ને ઓળખાણ.

પ્ર. ૨ જો.—ચંદ્રસેન તથા ચંદ્રમતીનો હાસ્ય વિનોદ. શવચંદ શેઠને કારભારીની જગા મળવી. કમાલે પ્રભાવતીને ધન કુંવરને ત્યાં વેચવી.

પ્ર. ૩ જો.—દેવી પુજન. સાહેલીયો સાથે આરતી. ચંદ્રમતીને ઠેસ વાગવાથી પાછળ પડી જવું. કમાલે આવી ચંદ્રમતીને ઉપાડી જવી. ચંદ્રકુમારનું પાછા ફરી રૂદન કરવું.

પ્ર. ૪ થો.—ચંદ્રકુમાર ચંદ્રમતીની શોધમાં, નાગનું નીકળી વાંસે પડવું. ચંદ્રકુમારે ઝાડ ઉપર ચડી જવું. નાગે ઉપર ચડી ડંશ કરવો. નાગને જતાં ગોળીથી મારવો. વિષ ચડવાથી ગાળામાં પડવું. ચાંપસીંહ ચંદ્રકુમાર અને ચંદ્રમતીની શોધમાં, વસ્ત્રનો છેડો ઢાંકતો જોઇ ચંદ્રકુમારને ઓળખી નીચે ઉતારવો, વિલાપ, ચાંપસીંહ આપઘાતની તૈયારીમાં, જોગીએ હાથ ઝાલવો ચંદ્રકુમારને સજીવન કરવો, ને અંતરધ્યાન થઇ જવું, બંને મિત્રોનું ચાલતા થવું.

પ્ર. ૫ મો—ચંદ્રમતીને કમાલે ધનકુંવરને ત્યાં વેચવી. બંને બેનોનો મેળાપ. છાટકા લાલનું ગમત માટે આવવું. તેમાં ચતુરસીંહે રોહ્‌ણુ દરવેશે દાખલ થવું, શિખામણનો તથા દુઃખનો નાચ. ચતુરસીંહે ચંદ્રમતીને ઓળખવી. ગુણકાને કચેરીમાં બાંધી મંગાવવી. ચંદ્રકુમાર, ચંદ્રમતિ, પ્રભાવતી, ચાંપસીંહ, ચતુરસીંહ પુષ્પાવતી વિગેરેનો મેળાપ. મણીપુર પત્ર લખી ઇંદ્રસેન વિગેરેને તેડાવવા. શવચંદ શેઠને કમાલ તથા શીવનંદાનું મળવું. તેઓને ઓળખવાં અને કચેરીમાં બાંધી મંગાવવાં.

પ્ર. ૬ ઠો—ઇંદ્રસેન વિગેરેનું પધારવું. પ્રભાવતીનો હાથ ચંદ્રકુમારના કાકાના દિકરા છત્રસીંહને સોંપવો. સર્વે જનોની પરમેશ્વરની સ્તુતી. ત્રણે કેદીઓને કચેરોમાં દાખલ કરવા. તેઓને ધટીત શિક્ષા. કસરતી નાચ.



# મુખ્ય પાત્રો.

| | | |
|---|---|---|
| તેજસીંહ. | ... ... ... | ચંદ્રનગરનો રાજા. |
| ચંદ્રસેન | ... ... ... | તેનો કુમાર. |
| પુષ્પાવતી | ... ... ... | તેની બ્હેન. |
| કળાવતી | ... ... ... | તેની મા અને તેજસીંહનીરાણી. |
| ચાંપસીંહ | ... ... ... | તેનો પ્રધાન. |
| ચતુરસીંહ | .... ... ... | તેનો સેનાપતી. |
| કમાલખાં | ... ... ... | તેનો નીમકહરામ સીપાઈ. |
| ધનકુંવર | ... ... ... | ચંદ્રનગરની ગુણકા. |
| શવચંદ | ... ... ... | ચંદ્રનગરનો શેઠીઓ. |
| શિવનંદા | ... ... ... | તેની સ્ત્રી |
| છત્રસીંહ | ... ... ... | ચંદ્રસેનના કાકાનો પુત્ર. |
| ચંદ્રમતી | ... ... ... | ચંદ્રસેનની સ્ત્રી. |
| ઇંદ્રસેન | ... ... ... | મણીપુરનો રાજા અને ચંદ્રમતીનો પીતા |
| ચંપકસેન | ... ... ... | તેનો ભાઇ. |
| ઇંદુમતી | ... ... ... | તેની મા. |
| પ્રભાવતી | ... ... ... | તેની બેહેન. |
| ગુણસુંદરી | ... ... ... | ચંપકસેનની રાણી. |
| કામસીંહ | ... ... ... | તેનો નિમક હરામ પ્રધાન. |

સુત્રધાર, નટીઓ, ખેડુતો, ગાનારીઓ, વારાંગનાઓ, સીપાઇઓ, ગુણકા, સખીઓ, રૈયત, લુંટારા, ભુતો, જોગી, શિકારીઓ, દાશીઓ, સોદાગર, વિગેરે વિગેરે.

श्री अंबिका चर्णांगत नमः

# चंद्रसेन—चंद्रमतीनां नाटकनां गायनो

## મંગળાચરણ.

સૂત્રધાર—નટીયો— 1

ભુધર! ગિરીવર, શાન્તિકર હરીહર;
જપીએ જાપ, કષ્ટ કાપ હે રઘુવર— ભુધર૦
દીનમણી શંકર ભયંકર છે સ્વર્ગ વિશે;
દાતા મહિધર આપ સુખ વિશ્વંભર— ભુધર૦
જળ સ્થળ નભમાં તું પ્રગટ હરે;
બંશી ધરણ નમીએ શ્રી લક્ષ્મિવર ભુધર૦

નટીયો— 2

નહી સતીની કીરતી કદાપી છાંની રહેનારી
કસ્તુરી સુગંધની પેઠે બધે ફરનારી—
દુઃખનું દળ ધડી ધડી ચડી ચડી પડે
દુઃખનું વાદળ ખુબ ચઢીને ઝટ ફાટી પડે—
શ્રીમંત અને તમામનો ગરવ નકામો
હદથી જયાદા છે ખરે દુઃખના દમામો—

ખેડુતો— ૧

ફરિયાદ હાંભળોને હરકાર, તમે ચડો અમારી વ્હાર.
સેંમાડામાં વાઘજ પેંધ્યો, જે આવે તેને ખાય;
સોકરો ઢોરાં ચારવા જ્યોતો, ફાડી ખાધી ગાય.—
હું હોળ લઇને જ્યોતો શેડવા, દીચરો લાગ્યો જાત;
વાટે જાતાં વાઘજ મળીયો, મારગમાં કીધી ઘાત.—
મુંસું એનું વિકરાળ દીહે, કોઈની ચાલે નહિ હામ;
લોક હુરબ મારવાને જ્યા પણ, ધાચીને બેઠું ગામ.—
બાપા મારાને ખાઇ જ્યો ઇ, મુજને કર્યો અનાથ,
માટે નમીને કહુંછું રાજાજી, કોણ ઝાલશે હાથ.—
નગર સોડી નાહી જઈશું, કરગરી કહીએ બાપ;
રંક રૈયતની અરજ હાંભરી, ટાળો આ હંતાપ.—

શવચંદ (ગાંડો)— ૨

રાયજી કહુંછું વારંવાર, બાયડી મારે મને માર;
હું નગડમાં ફડવા જાઉંતો તાળી પાડે બધું ગામ;
વાટમાં ભુંડીશંડ હાંમી મડેતો, મુજને મારે આમ.—
(બળ્યું અહીંતો ઠીક પડતું નથી.)
ભગતાંણી વહાણામાં વહેલી ઉઠે, રોજ મંદિરે જાય;
જડાક હું ખાવાનું માગુંતો, ઢોકો લઈ સામી થાય.—
(જુઓને પેલો સપઇ ડોળા કાઢે છે.)
ઘેર જાઉંતો ઓઇડે પુરે, બાંધી રાખે દીનરાત;

આટલે બાંધી માર મારીને ભાગી નાંખી જાત.
(હાય મારા બાપરે પેલી આવી.)

ચંદ્રમતી-ચંદ્રસેન— ૩

છબીલા, મુજ પ્રાણ છો ?
ના રે ના રે,
અવર કોઇ અજાણ છો;
હા રે હા રે.
હૈયા કેરા હાર છો;
ના રે ના રે,
આપ ચંદ્ર કુમાર છો;
હા રે હા રે,
માથે પડી કહું આમ ફરોને, જીવન મુજ આધાર છો;
ના રે ના રે,
નમું છું પાયે પડી, થાઓ નહિ અજાણ;
અરજ સ્વિકારો આટલી, નહિ તો છાંડીશ પ્રાણ,
રસીલી બાળા બાય પાછો ધરોને;
શું પ્રિય? ગુણની ખાણ છો,
હા રે હા રે.

ચંદ્રમતી-ચંદ્રસેન— ૪

બોલો મારા હૈયાના હાર હાં હાં
કરો નહિં વિષયનો પ્રહાર હાં હાં

કોમળ વદન તારૂં નિહાળ્યું છબીલા જાન—ઓલો૦
લાયક નથી હું બાળા તમારા શીદને કરો છો લાચાર,
સમજ્યા વિના તમે હાથ ગ્રહો છો પુરો કરોને વિચાર.
માનજ્યો સાચું પછી પસ્તાશો ફેર થશે હાય હાય
ઠાર ઠાર;
ફેર કરવા ધાર્યો ત્હેં હાય હાય ઠાર ઠાર—કોમળ૦

ચંદ્રમતી-ચંદ્રસેન— ૫ "

ઓ મારા છોગાળા છેલ શરમ પડતી મુકો,
છો પ્યારા રીસાળા લાલ ચેતો વખત ચુકો;
ડરો છો શાને ન્હોયરે આ ખાખરીયાજી,
સુંવાળી જેવું હીરરે નહી ઝાંખરીયાજી;
રેશમથી થઇ ચુકી સુંવાળી આ શામળીયાજી,
જાવા દોને જાવા દોને;
જાવા દેતાં જાવા દોને-રે રસીલી બાળા,
રે છબીલા લાલારે—છો ચિતનાં મેલાંરે;
છો પ્યાર ઘેલાંરે—ઉંહુંહુંહું જાવા દોને,
હા હા હા હા—ઓ૦—

ચંદ્રસેન— ૬

મિત્ર જાવા દો ચતુર સુજાણુ, શત્રુ હવે હું કેમ છોડુંરે.
ભલે લેવા દો મારા પ્રાણ; „
કદી સૂર્ય પશ્ચિમ ઉદય થાય, „

ક્ષત્રી થઇ પાછા કેમ ફરાય, શત્રુ હવે હું કેમ છોડું રે.
બસ બસ છોડી દ્યો મારો હાથ, ,,
જોઇ લ્યો ઝપાટો અવાજા સાથ, ,,
( મારૂં કહ્યું માની જક છોડી પાછા ફરો. )
પાછો ફરૂં તો માતાની લાજે કુખ, ,,
પંજો મારી પિતાને દીધું દુઃખ, ,,
ભરત ભુમીમાં ક્ષાત્રી શું પામ્યા મર્ણ, ,,
શુરા ક્ષત્રી ગયા અરજુન અને કર્ણ, ,,
એક અવાજે આણું એનો કાળ, ,,
ગમે તેટલો છું સિંહ તણો બાળ. ,,

ખેડુતો— ૭

જશ ગાજોરે જશ ગાજો, ચંદ્રસેનનાં હરખ દુઃખ જાજોરે. જશ.
વાઘ મારીને આલી હાંમ, હુખી રાખો ઇને રામ;
દુઃખ વેળાએ પરભુ ધાજોરે— જશ.
એ ચંદ્રસેનનો પરતાપ, રાખી ક્ષત્રીયોની છાપ;
માતા તને રાખે હાજો તાજોરે— જશ.
ફરી રંક પ્રજાની વ્હાર, પરમારથ ક્ષત્રીના બાળ;
બધા જગમાં જય તારો થાજોરે— જશ.

તેજસીંહ— ૮

અરર ઇશ્વરા દુઃખ થાયરે;
ગડી પડી હવે હાય હાયરે.

કુંવર કુંવરીની, શી દશા થશે;
બાળ હોવાથી, અમુઝાઈ મરશે.

( નેપથ્યે )

ચીંતા દુર કરી હરી ભજો, ત્રણુ વરસ ત્રણુ રાત;
ચેતવું હોય તો ચેતજો, વુંઠી જાશે વાત.

બાનારીઓ— ૯

આજે આનંદે મંગળ વરતીયાં;
મુજ હૈયામાં હર્ષ ન માય—જોડી અચળ રહો.
હેતે પરણી ઉઠયાં બે જણાં;
ચંદ્રમતીને ચંદ્રસેન કુમાર— જોડી.
ભેળ ભુંગળને વાજાં વાગે;
માંહી થાએ શરણાઈઓના સોર—જોડી.
ઢોલ મૃદંગ ને નોબત ગાજે;
વાંસળીઓ કરે ઝીણા સોર— જોડી.
રૂડા ચંદરવા બંધાવ્યા રેશમી;
તમે તોરણુ બંધાવો દરબાર— જોડી.

શાવચંદ-સિપાઈ-ગુણકા— ૧૦

હાય! મારી બાપુડી બચુડી વીંટી,
આ રાંડ ગણીકાએ લીધી છે ઝુંટી;
હાય મારી વીંટી કોને લીધી ઝુંટી,
નાંખ્યો મને કુટી, ઈંટ મારી છુટી—
આ રાંડ લુચ્ચી, વાત બધી જુઠી,

ચુપ કરમ ફુટી, કસો ગઈ તુટી—
આપ રંડા વીંટી, મેં નથી લીધી;
હાય મારી વીંટી, લેજે હુવે લુંટી—

તેજસીંહ— ૧૧

સુણજો શુરવીરો તમે ધન્ય આજ દીન,
સમશેર કટાર આજથી કુંવરને આધીન;
રાજનીતિ કાર્યમાં થાઓ વીર પ્રવીણ,
જગમાંહી જશ તમારો જામો પ્રતિદીન;
તખ્તની ઉપર બીરાજે ચંદ્રસેન નવીન.
દુર્ગુણ દુરાચારમાં થાઓ નહિ લીન;
વ્યસનના કુછંદથી નવ થશો હીન.

વારાંગનાઓ— ૧૨

અચલ અમલ અમપર કર રાજેશ તું ઈશ તું,
ન્યાય સુ તારો દુઃખ હરનારો રામ સમો ઇશ તું, અચલ.
કીર્તિ પતાકા ફરફરે અરી સકલ થરથરે,
જશ તુજ વધે, જગત બધે, શુર સૌ નમે,
દુ:ખ વામો, સુખ પામો, પામે ઈછીત રાજેશ તું. અચલ.

સિપાઇઓ— ૧૩

કયસી તાડી પીનેકી પડી બ્હાર હો.
તાડી પીયો (૪)
ફુટી મઝેકી હુંડી ટટાર હુએ

ઉસ્કુ તોડનેકુ બંદા હુંશિયાર હુએ.
મેંતો પકડું કર શમશેર
વીસ મખ્ખી મારૂં ઠેર
પડે ઉતરમે ધુમ બંદા દક્ષિણમેં ગુમ
પીછે મચાઉં ધુમ. આહાહાહા ( ૩ )
હમ બડા હુંશિયાર;
ચુહા મારૂંગા ઠાર.
ખુદા કરે બડા ઉપકાર હો.

સેનાપતિ— ૧૪

ધન્ય ઇશ તુને ધન્ય શી આનંદ ઘડીછે;
શી આનંદ ઘડીછે, છડી નજરે ચડી છે.
શમશેરને કટાર રૂડી કમરપટા માંહી શોભે,
શીર શોહે મુગટ તેમાં કલગી જડી છે.

પ્રભાવતી— ૧૫

દારૂ વ્યસન દુર કરો ભ્રાત બુરૂ જાણીરે.
નથી સાર એમાં કાંઈ મુત્ર સમ પાણીરે.
શરીરને હાણ કરે એતો દુઃખકારીરે,
નીચામાં નીચું વ્યશન સુગંધી નઠારીરે. દારૂ૦
રાજનીતિ દુર કરાવો વ્યસન એ નઠારૂરે,
શરીરની કાંન્તી અને બુદ્ધિને હરનારૂરે, દારૂ૦
માટે કહુંછું ભ્રાત મારા મનથી કરો ખારૂંરે,
કરોડો ઉપાય કરે પછી નહિ હઠનારૂરે. દારૂ૦

ચંદ્રમતી— ૧૬

જે હોય કામી (૨) તે નરને માટે તો નર્કની ખાણુ છે.
કરે સંગ પરસ્ત્રીનો નર જેજે, વણુ મોતે મરણુ પામે તેલે,
એવા લંપટને લજ્યા છે છે.
જાય કામથકી કાળજુ ફુટકી, થઈ ભ્રમીત મરે ભટકી ભટકી;
વળી માત બેન દીયે પટકી—
જે જન એને વળગી રહ્યા, તે સઘળા આખર ખુવાર થયા;
ખોઈ પ્રાણુ ધામ જીવથીજ ગયા.

ગુણુકા— ૧૭

છાઇ રૂતુ પ્યારી ખીલા ગુલજાર. (૨)
ખીલી હુએં બનબન, કુલી હુએં સઓશન;
રાખે સદા કીરતાર.—

સખીઓ— ૧૮

પ્યારી રંગની રેલી, મોહન વેલી જાણે ખીલેલી, ઝીલો છબીલીરે-

આભમંડળની માંહી શોભે ઉજ્વલ ચંદ્ર પ્રકાશ,
રસીલી રશીકા પતિની સાથે ભોગવો નવિન વિલાસ-
સુંદરી સ્વામીની શેવા સાચવો શિવજી કરશે મ્હેર,
•બલીહારી શ્રી બંસીધરની, કરશે લીલાલહેર-

ચંદ્રસેન— ૧૯

અરર પિતા તમે, ઝટ બોલો આ સમે;
પરલોકે સિધાવીયા, નહિ પુત્રને ગમે.

સંસાર સાગરને વિષે મુને, એકલો મુક્યો આ ઠાર;
મુજને નિંદ્રા નામ નાઆવે, આપ વગર લગાર—
વસ્ત્ર ને શણુગાર ભીંજાયા, કરતાં અશ્રુપાત;
રોતાં રોતાં નથી ખુટતી, દૈત્ય સરખી આ રાત—
મને સ્મશાણુ સરખો ભાસે, રંગ મહેલ નીરધાર;
આ કટાર જાણે પેટમાં પેશી, અકળાવે આવાર—
અત્તર અરગજાને કેશર, પિતા તમ વીણુ રાખ;
આપ વીણુ કોણુ કરે પરિપુરણુ, અંતરના અભિલાખ—

પુષ્પાવતી— ૨૦

મુજને મુકી કયાં ગયા, ઓરે મારા તાત;
મ્હેલ કરડવા ધાયછે, દીસે ભયાનક રાત—
દેવલોકે કયાં પરગર્યા, આમ કરી નિરાધાર;
તમ વિણુ હવે હું અહીં, રહીશ કોને આધાર—
સુખ દુઃખ કેરી વાત હું, કોના આગળ કહીશ;
આપ વિયોગે હું અહીં, માથું પટકી મરીશ—

કામશીહ—ગુણસુંદરી— ૨૧

સુંદીર છુટે કુંવારા સરરર મેઘ ખરો
નીરખી મુંજ હૃદયમાં હર્ષે વાસ કર્યો
શોભા ઇંદ્રપુરી સમછે, ચોક શોભે રસાળજો
પ્રીતમ મારૂં ભાન ભુલાવી પ્યારા બન્યા સરમાળજો
પ્રાણુ થકી પણ પ્યારી પ્રમદા, નિરખું મુખ રસાળ બાળા—
વદો નહિ વચન મરમાળા—વદો નહિ વચન—સુંદીર૦—
ભવતારણુ જે ત્રીપુરારી, પુરે મનની આશજો

સફળ થાયે મુજ જન્મારો પ્રગટે ભાવી પ્રકાશજો
શસીવદની છો મેલા મનનાં-મુજ શીરના સરદાર વ્હાલા
પ્રમદાથી પ્રેમાળ લાલા-પ્રમદાથી પ્રેમાળ-સુંદીર૦-
ચંદ્રમતી-સખીયો— ૨૨

## ગરબો.

લાવ્ય સખી પુષ્પના અપાર હાર,
ધન્ય ધન્ય શેવોને કંદ્રપા,
જેને મદભરી ચંદ્રનાર આવાર
જોને લ્હેકે હસિત આનંદમાં—અહો.
ધન્ય જગત જનુનીને, મધુર ઇંદ્ર તજ ભ્રાંત;
નિજ કાંન્તીને દિપાવતો, રાખીને મન શાન્ત.
ધરણીપડી માજીને, પાય, મંડપ માંહે ધરેરે;
સુખીયલ ગોરી પતિ સુખ ચ્હાય, ચિંત્તા ચિતે કરેરે.
કરોને બ્હેન અમૃત સુધારસ પાન,
ચિતેથી કરો માજી કેરા ગુણ ગાન-ધરણી.
ઇંદ્ર સુખે મરડાઇને, દૈત્યોના મુખ શ્યામ;
શુરવીરના કર ભાળીને, સ્વર્ગે થાયે ઠામ.
સખી જેને હોયે અભિમાન-પ્રભુ તેનું ઉતારે ગુમાન;
કરે પત્નિ પતિનું સન્માન-રમે કામા રસીક દઈ તાન.
ચંદ્રનાર સમ સજનીયો, પડે પતિની પાય;
મધુર ઇંદ્રસમ પતિ મળે, મંગળ ત્યાં વરતાય-

# અંક બીજો.

**સખીઓ-ચંદ્રમતી—** ૨૩

અલબેલી અકળાયે તું શાને છાનીરે મારાસમ મારાસમ છે
કોને કહું બેની શું શું હું તો કહું રાખે આ નસીબ કમ
સખી કમ છે.

બોલેશું આકળું, દુઃખ જાણું તારૂં,
આ.......પ્રીય સખી-
પ્રેમતણી માળા, જપે બેઠી બાળા, મળાવો છોગાળા.
આ.......પ્રાણુપતી-અલબેલી-

**પ્રભાવતી-સોદાગર—** ૨૪

સતી આ શિયળ ચુકવાની નથી, તથાપિ મરેછે શિદને મથી;
રસીલી રસીકા કહોને પતિ, નહિ તો કરીશ હું બુરી ગતિ;
કદી પૃથ્વી આ રસાતાળ જાય, તોપણ સતી અવર નહિ ચ્હાય;
મધુરી છબીલી કહોને નાથ, ઝટ દઇ વ્હાલી ભીડોને બાથ;
અરે પાપી તું આમ આવું વદી;.... .... ....
.... .... .... ભલે શિર જાતાં નહિ છોડું કદી.

**ચંદ્રસેન—** ૨૫

જીવજાન પ્યારી મારી, કયાં ગઇ કામણગારી
થઇદુર મુજને વિસારી અરરર! હા વિકટ વનમાં-જીવજાન૦-
ચિતમાંહી ચિતા બળતી વ્હાલી ગઇ મુજને છળતી
ફરતી જો દ્રષ્ટે પડતી-ભાસે આ બધુ સમશાન-જીવજાન૦-

પ્રેમ પાસથી આંધળો દુઃખસાગરની મ્હાંય;
હશે ગતિ શી પ્યારીની મળવા જીવ જંખાય-જીવજાન૦-
મુજ વિયોગે છાંડશે પ્રાણ અરે પ્રિય નાર;
વ્હાલી વશ થઈ કાળને કરશે નિજ તન ખ્વાર-જીવજાન૦-

સોદાગર— ૨૬

સંસાર જાણે આ શુન્ય છે, શુન્ય છે, (૨) પ્યારી વિના આવાર
દીસે ઇંદ્રની ઉર્વશીકે જાણું રંભા અવતાર-સંસાર૦-
પદ્મણી પદ્મણી પામી ગયો છું-સંસાર૦-
મૃગ નયની થાઉં શિરતાજ, વાહવા ભમ્મર ધનુષરે આકાર;
દાંત જાણે આ દાડમ કળી કે સ્તન કે નારંગી રસાળ.
ધન્યરે ભારત ભૂમી માંહી આવી સુરત ઘડનાર,
એ દંપતી છે મુજ મળનાર-સંસાર૦-

પુષ્પાવતી— ૨૭

આશું વહોરે ભ્રાત માહારા, એથી થાય મને કલેશજી,
મુજ દેખતાં ભેખ ધારશો; કેમ જોઉં હું કેરજી-આશું૦-
આપ પ્રિતીમાં ખુશી હતી, લીધું અદકું રે સુખજી,
આપ વિયોગ થતો ઘડી, તેથી પામતી દુઃખજી-આશું૦-
ભ્રાત મુજને ભૂલી ગયા, જાણ્યો નહિ આવો ભેદજી,
શો• અપરાધ થયો પ્રભુ, હ્રદે થાય ઘણો કલેશજી-આશું૦-
મુજ શીર કાપી ભ્રાત સંચરો, સુખે ધરો તમે ભેખજી,
પ્રાણ તજું ભ્રાત માહરા, કેમ થયા નિર્દય છેકજી-આશું૦-
ઘડી મુખ ન જોઉં આપનું, મુજ હ્રદે ફાટી જાયજી,

સુકોમળ ભ્રાત છો માહરા, લાગું આપને પાયજી-આશું-

પ્રજા- ૨૮

રૈયતની ફરજ સ્વિકારો. રાજાજી અરજ ઉરધારો

આટલા નિર્દય કેમ થાઓ, રંક પ્રજાને છોડી ક્યાં જાઓ;

અમારો એકે નથી આરો—

અમે રહીએ કોના શર્ણ, નક્કી આવી પહોંચ્યું મર્ણ;

માટે જોગી વેશ ઉતારો-

તમવિણ દુઃખ કોણ કાપે, અમને સત્ય ન્યાય કોણ આપે;

અમ ઉપર કોપશો ગુજારો-

સોદાગર-પ્રભાવતી— ૨૯

પ્યારી રસીલી કામા,-મુજ બોલ સ્વિકારો ભામા,-

કાંઈ સાર નહિ નીકળે આમાંરે.- અરે છબીલી નાર

તું દુર રહે દુરાચારી,-તુજ બુદ્ધિ ગઈછે મારી

આ સતી નથી ડરનારીરે-તું૦-પાપી તને ધિક્કાર

મુજ વચન લેતું માની,-મારી થાઓ દીલજાની

નહિ ખાંમી કાંઈ રહેવાનીરે-મુજ-અરે૦-

આ શિર ધડપરથી જાએ,-ભુમી રસાતાળ થાએ

પણ બાળા નહિ છળાએરે-આ૦-પાપી૦-

તું પતિ થાને મારી-સ્વામી કહે મુખે ઉચારી

હજુ તું છે બાળા કુંવારીરે-તું૦-અરે૦-

કામસીંહ-ચંદ્રમતી— ૩૦

પ્યારી શાણી રસીલી તમે વદો મારી સાથે

પ્યારી શાણી રસીલી વચન માની લ્યોમે માથે
મેરૂ સાથે બાથ ભીડે-નથી અરથ સરનારજો
નિજ કાયાના કડકા થાતાં-હું નથી ડરનારજો
મુકી દોને મનની મમતા-બોલોને પ્રેમાળ બાળ
કરશો નહિ રસીલી ચાળા-કરશો નહિ રસીલી-પ્યારી૦-
કઠોર હૃદયથી કઠોર વચનને-નથી હું ગણનારજો
નીર નદીયોનાં અવળાં વહેતાં-ભુડું નહિ ભણનારજો
બેટાને મારી પ્યારી કમળા-ભૂત સરખા વિકાળ જાને
કાળા મોંના કાળ જાને- કાળા મોંના કાળ-પ્યારી૦-

સિપાઇઓ— ૩૧

બોલો જય જય મહાદેવ કરીને પોકાર
લઇતરવાર, મારોઠાર, પાપી જાણી આણીવાર-
ચડી તોખાર, લાવી ખાર કરોપોકાર, પ્રલયકાર-
સૌ સરદાર, રહી હુંશિયાર, પાપી પાર, હાહાકાર-
ધરણીધાર, થઇ અસ્વાર, બંદુક બ્હાર, કરો પ્રસાર-

ચંદ્રમતી-કામસીંહ— ૩૨

દુર દુરરે ગમાર, ભશ કરીને વીચાર
સિંહ આગળ શિયાળ, ક્ષત્રાણી નથી ડરનાર
પટરાણી સ્થાપું સાર, ધીખતા મૂક અંગાર
આકાશ અને પાતાળ ભલે થાય એકાકાર
પ્યારી દીલજાન-ચુપ રહે ગુલામ
કર વિચાર

..........ચુપ ચંડાળ.

...............મારૂં ઠાર-

....................છટ-દૂર

લુંટારા— ૩૩

બપસપ ઉડાવે દીખાવે કમાલ, લુંટે દબાવે હજારોંકા માલ-
ભટકાવે ફટકાવે ઝટકાવે પટકાવે બહેકાવે કુસલાવે દીખલાવે
ચાલ-
ચોરોંકે ચોર કરે દુનિયામાં શોર, નહિ ચોરોમેં મોર-ચોર
હમ સીનાજોર.
કરદે વબાલ કાલ લોગનમેં ડાલ, મુફ્ત પાયે જો માલ-હો
હમે સબ હલાલ-
બએસી તડપ મારે હમ બેધડક, દેખલે એ કડક-જાયે
પેસ્તાન ભડક-
હી-રે-મો-તી-સઓ સઓ માલ સદા મીલે ફીરે લાલોં કે લાલ-

ચંદ્રમતી— ૩૪

તમે સાંભળો વિનતી ધારી, બુરી ગતિ છે મારી;
મુજને મુકવાને માટે, દુષ્ટ કામશીંહની સાથે;
વિશ્વાસ રાખી, વિદારી, બુરી ગતિ છે મારી,
અર્ધ જંગલમાં અટકયો, પાપીનો જીવ ત્યાં ફટકયો;
સિપાઇઓ નાંખ્યા સંહારી, બુરી ગતિ છે મારી,
ટોળી આવતી મેં જાણી, નકી એ વાત પ્રમાણી;

શું સ્હાય થયા મોરારી, બુરી ગતિ છે મારી.

ચંદ્રમતી— ૩૫

નિષદિન શંભુ ધ્યાન સહુ ધરો એ ભયહારી ભોળોનાથ,
પતિત પાવન કરનાર એ દયાળુ સુખકારી ભોળોનાથ,
અખીલ વિશ્વ સૃજનાર ખરો સ્વામી, વિકટ સંકટ હરનાર
એ—દયાળુ—ભયહારી ભોળોનાથ.
ભાવે ભજી ભવ સરીતા તરોરે તમો, મુક્તિ સત્વર દેનાર
એ—દયાળુ—સુખકારી ભોળોનાથ.

ભુતો— ૩૬

ખાઉં ખાઉં ખાઉં ખાઉં ખાઉં ખાઉં—
આ રાંકડીને છોડાવીએ સૌ—
ખાઉં ખાઉં ખાઉં ખાઉં ખાઉં ખાઉં
હું તો આ છોકરાને ખાઉં—
ખાઉં ખાઉં ખાઉં ખાઉં ખાઉં ખાઉં
આવા દુષ્ટોને તમાચા લગાઉં—
ખાઉં ખાઉં ખાઉં ખાઉં ખાઉં ખાઉં
મ્હારે હમેશ જોઇએ આવું—
ખાઉં ખાઉં ખાઉં ખાઉં ખાઉં ખાઉં
આ બુઢ્ઢાને કાચો કરડી ખાઉં—
ખાઉં ખાઉં ખાઉં ખાઉં ખાઉં ખાઉં
આ રૂપાળી જોઇને રાજી થાઉં—
ખાઉં ખાઉં ખાઉં ખાઉં ખાઉં ખાઉં

આને છોડી કરી ઘેર લઈ જાઉં-

ચંદ્રસેન— ૩૭

ક્યહાં મળે પ્રીય પ્રાણુ રસીલી ક્યહાં મળે પ્રીય પ્રાણુ
અઘોર જંગલ અવનવું ભાસે સ્વર્ગપુરી સમાન;
ઝીણા સુરથી વાગે ડમરૂ કે વાગે વીણા કમાન—
દેવ વસે કોઈ આ પરવતમાં, કે વસે શું ઈંદ્રરાય;
અપ્સરા સૌ સાથે મળીને, કરે શું નૃત્યને ગાન—
દેવતાઇ ભુમી ભાસે અહીંયાં, કેવો છે મહીમાય;
જગ પાળક પાર આપો મુજને કોણ કરે ગીતગાન—
વીણા જંત્ર નારદ વગાડે કે વાગે તાલ મ્રદંગ;
ઉષ્ણ રૂતુની કોયલ ટઉકે, કે વંસી બજાવે કાન—

ચાંપસીંહ— ૩૮

રે જાગોને ભોળાનાથ, રે જાગોને વિશ્વનાથ;
આ શેવક જોડે હાથરે—જાગોને ભોળાનાથ.
જળ નહીં આ જંગલમાં, દુરદશા કહેવાય;
પશુ તણી આ મેદની, તે દુઃખ કેમ સહેવાય.
પ્રાણ પતી જગપાલ છો નોધારૂ આધાર;
પાળો છો રંક દાસને શોધી વારંવાર.
દોષ નથી કંઈ મ્હારો, હે પ્રેમી કીરતાર;
થાય કેર મુજ રંક પરે, કેમ સહેવાયે ભાર.
પણ હવે તો હદ થઈ, તલસું છું હું વન;
દિન શેવકને દુઃખ છે, તેહ હરો પ્રભુ મન.

જોગી— ૩૯

સબુર કર સબુર કર, બચન સુણ બચ્ચા,
આત્મઘાત કર્યું કરતાહેં, હમકુ કહે દે સચ્ચા.
તેરા રાજનકું દૈત્ય લે ગયે, કામ નહીં હે કચ્ચા;
લે આ તુંને દંઠ આપું ફોડદે દુષ્ટકા મથ્થા.

ચંદ્રમતી— ૪૦

કોઇ ધાઓરે કોઈ દોડો આ અબળાને છોડાવો
આ અબળાને છોડાવો કોઈ બાળાની વ્હારે ધાઓ,
આઝયું છે આ દૈત્ય સરીખું, ઝાલી દાબી રાખી;
મુજ અબળાને વગર વાંકે હાય મારી નાંખી.
કાળું કાળું ભેંસ જેવું, જાણે ચોંટયો જમ;
નખે મારી ફાડીને હાય કાઢી નાંખશે દમ.

શિકારી— ૪૧

ક્ષત્રિ તેજ દિવ્ય કાંન્તી પ્રાક્રમે ભરી,
રીંછ સાથ જબર કુસ્તી દાવથી કરી;
ભ્રકુટીથી એમ ભાસે ક્ષત્રાણી ખરી,
રંભા જાણું રૂપમાંકે ઇંદ્રની પરી.

ચંદ્રમતી— ૪૨

ખરેશું કાયા કામ સમાન-પ્રીતમ પ્રાણ હસેરે,
અરેશું મને કરી બે ભાન-પ્રીતમ કયાં જશેરે.
પ્રીતમ કયાં જશેરે-અવર કોઈ હશેરે—ખરે૦-
પડી સાગરમાં પડી એક દુઃખણી આહા...રે અહીં;

કયાંથી પ્રાણપતી હોયે ફરતા આ આ........રે નહી
અવર કોઇ અજ્ઞાન—ખરેશું—
દેખી રૂપ શોહામણું, પર પુરૂષ નવ ધારવો;
શિયળ ભુષણને સાચવી, કામદેવને હઠાડવો
પતિવૃત ધારણ કરી કંદ્રપને વણસાડવો
સતીનાર દમયંતી સમ નિજ યશને વધારવો—ખરેશું—

ચંદ્રસેન—ચાંપશીંહ ૪૩

ઝરમર વરસે વરસાદની ધારા (૨)
ફર ફર જાણે છુટે છે ફુવારા—
ઘન મંડળના ધમકારા, કરે વીજળીઓ ઝબકારા;
થાય ગગનમાં ચમકારા, પડે વરસાદ મુસળ ધારા—

લુટારા— ૪૪

ઢુંડો યારો શિકાર કાંઇ ભારી, સારી દુનિયાંકી દોલત હમારી,
તુમ્હારી કરો જરદારોં કેસર સ્વારી—
હમજો અપના હુન્નર કુચ્છ દીખાવેં, સુરમા આંખોકા પલમાં ઉડાવે;
જાકે હોશિયારોં કે બેચ આવે, બોલે ઝુટ, કરે લુંટ,
જગત બીચ ચારોં ખુંટ, દગા બાજી હમારી હએ જારી—

ચંદ્રમતી— ૪૫

પ્રીતમ પાતળીયા, તુજ મુરતી અંતર ધારૂં
ચિત્તહર ના મળીયા. નામ રટું હું તારૂં
પાતળા પરિતાપ હમારા, દુઃખ હરોને મોહન મારા
ચિંતવે નમીને રંક દારા, પ્રભુ પાયે પડું તમારા

મુજ દુઃખ કયાં ઉચારૂં-પ્રીતમ પાતળીયા૦-
વિશ્વ વિકટ સરખું હું ભાળું-અરર સંસારમાં દુઃખ નિહાળું;
મહેર કરોને દેવ દયાળુ—જઈ આરાસુર કાય હું ગાળું.
સાક્ષી માત માયાળુ—પ્રીતમ પાતળીયા૦—

---

## અંક ત્રીજો.

ચંદ્રમતી— ૪૬

રે વિશ્વપતિ-દીન બંધુ હ્યો સંભાળજો;
વિનંતી આ બાળાની સ્વિકારજોરે-
હું રંક ગણીને-કરજો સત્વર વ્હારજો
અનવધિ આવ્યું દુઃખ સહજ નિવારજો
પતિ જીવિત પ્યારૂ પામીશ કયાંહી
આ વ્હાર મારી ચડે કોણ આંહી
મધુર કીરતી જગ સતીની છવાઈ
સતીનો પતિ કર લેજો સ્હાઈ
રે જગનાથ-સાચવજો ભરથારજો,
આપવિના નથી હવે મુજ આધારજો-

ચંદ્રસેન— ૪૭

કયાંથી આ સંભળાય, વિલાપ સ્વર કયાંથી આ સંભળાય.
મધ્ય નિશાએ કોણ રૂવે છે, કોણ હશે કુમાર-

અંબે મોરી માત, આરાસુર વાશી મા.
દેવ દુઃખ હરવાને, (૨) માયા પ્રકાશી.......જયોજયો-૩
સપ્તદ્વીપ નવખંડ વાસ સકલ તારો, મા.
સંકર દુઃખ હણવારે, (૨) ભસ્માસુર માર્યો....જયોજયો-૪
મહીમા માજી આજ, વરણુંવ્યો નવ જાગ્યે, મા.
શેવક સૌ મા આવી, (૨) ગુણ તારા ગાચ્યે. જયોજયો-૫

**ચંદ્રસેન—** ૫૦

અરર ! હાયરે ! આ શું રે થયું! દુઃખ અખુટતો આવીને રહ્યું,
ધીરજ શું હવે ઉરમાં ધરૂં ! વિષય પાનથી આસમે મરૂં;
વિકટ વનમાં દુઃખતો સહ્યાં, અરર ! શું હજી બાકી છે રહ્યાં,
સુખની આશથી પુજા કર ગ્રહી, કુટિલ કર્મને તે ગમ્યુ નહિ.

**ચાંપસીહ—** ૫૧

વર્ણવુ દુઃખ શું મારૂ, ભીતર ભડકે બળે;
પુર્વે પાપ કીધાં ઘણાં, આવી તેરે નડે-
વનમાં દુઃખ વેઠ્યું બહુ, મિત્ર સાથે મેં જયારે;
વૃક્ષ ઉપર નિશા નિર્ગમ્યો, ઘણું અકળાયો ત્યારે-
નિંદ્રા કેમ આવી ગઈ, ઉઠો મારા ભ્રાત;
મુજને મુકી કયાં ગયો, કરીશ મારી ઘાત-

**જોગી—** ૫૨

ધીર ધર ધીર ધર આત્મઘાત મત કર;

અંબે મોરી માત, આરાસુર વાશી મા.
દેવ દુઃખ હરવાને, (૨) માયા પ્રકાશી.......જયોજયો-૩
સપ્તદ્વીપ નવખંડ વાસ સકલ તારો, મા.
સંકર દુઃખ હણુવારે, (૨) ભસ્માસુર માર્યો....જયોજયો-૪
મહીમા માજી આજ, વરણુંનો નવ જાણે, મા.
શેવક સૌ મા આવી, (૨) ગુણ તારા ગાશે. જયોજયો-૫

ચંદ્રસેન—

૫૦

અરર ! હાયરે ! આ શું રે થયું ! દુઃખ અણુટતો આવીને રહ્યું,
ધીરજ શું હવે ઉરમાં ધરૂં ! વિષય પાનથી આસમે મરૂં;
વિકટ વનમાં દુઃખતો સહ્યાં, અરર ! શું હજી બાકી છે રહ્યાં,
સુખની આશથી પુજા કરી સહી, કુટિલ કર્મને તે ગમ્યુ નહિ.

ચાંપસીહ—

૫૧

વર્ણવુ દુઃખ શું માહરૂં, ભીતર ભડકે બળે;
પુર્વે પાપ કીધાં ઘણાં, આવી તેરે નડે-
વનમાં દુઃખ વેઠયું બહુ, મિત્ર સાથે મેં જ્યારે;
વૃક્ષ ઉપર નિશા નિગમ્યો, ઘણું અકળાયો ત્યારે-
નિંદ્રા કેમ આવી ગઈ, ઉઠો મારા ભ્રાત;
મુજને મુકી કયાં ગયો, કરીશ મારી ઘાત-

જોગી—

૫૨

ધીર ધર ધીર ધર આત્મઘાત મત કર;

કર શત્રુ પરહર હમકું સચ્ચી બાત કર.

ચંદ્રસેન— ૫૩

નથી હું મિત્ર તાહુચરો, તું સત્ય કરી જાણ,
વેર લેવા પુર્વનું હું આવીયો પ્રમાણ;
વેર વાળી મારૂં જઈશ ખરેખાત,
મુક માયા મારી નથી તુજ લેશ જ્ઞાત—

પ્રભાવતી— ૫૪

સુનો લાલા કાયા છે પરદેશ.
સત્ય માનજે સ્વર્ગ તારો દેશ.
અમન ચમન કરી રહ્યોજી નજરે નિહાળી પેખ
ભમતાં ભમતાં જીંદગી જાયેગી નરક ખાણુ અનેક
રસીલા છબીલા છોગાળા
રઘુવર ચરણમેં ધરોને પ્યાર
હમતો સતી પતી કેરી, પતિ મારો પરદેશ
શોધ કરને ભાઈ પ્રભુકી, જબ લીધો આવેશ—સત્ય૦સુનો૦

ચંદ્રમતી— ૫૫

લાલા મોરે બદનમેં દુખનકી ઝાળ હય.
હું છું દુખીયારી, ચંદ્રની નારી.
ખબર કહોને વીરા કીહાં દિલદાર હય—લાલા.
ભાલ ભ્રકુટી ઓર સુરત અપાર હય;
કદી કદી નાહ ભુલુ માથે ઉપકાર હય—લાલા.

સર્વજનો—                    ૫૬

સુખેથી પ્રભુ તને, નમી પાયે પડીયે,
રાખી લાજ, પ્રભુ આજ, સર્વે સાથ, મળ્યા આજ,
સ્હાય.......સ્હાય.......સ્હાય.......સ્હાય.
સર્વનાં તું દુઃખ હરે, પલકમાં સુખ કરે,
રાજી મન હમારૂં કરે, વીનંતી હમારી ધરે,
આવી નમે તને તમામ, રાખો સર્વે સારૂં નામ,
આપો દુખીયાને હામ, દેશ ડંકો તારૂં નામ.
સ્હાય.......સ્હાય.......સ્હાય.......સ્હાય.

વારાંગનાઓ—                    ૫૭

વિજય વિજય પામો, જશ આ જગત જામો,
અજર અમર રહો, નરવર વિઘ્ન વામો- વિજય.
સબળ સકળ રાજપદ, તુજ શીશ નામો;
જળ સ્થળ નગ નભ કીરતી ચોમેર ગાજો- વિજય.
ગાઓ બજાઓ રીઝાવો સખી સહુ,
ધા ધીમિ કિટ ધા ધીમી કિટ ધાકિટ તકતા,
તાગીન ધાગિતિટ તદિગ દિગ દિગ, (૨)
કિડાનૂધા કિડાનૂ ધાધા- વિજય.

સમાપ્ત.

# જાહેર ખબર.



સર્વે સાહેબોને વિનંતી કરવામાં આવે છે કે હાલમાં થોડા દિ[illegible] પછી "ચંદ્રસેન–ચંદ્રમતી" નામનું મોટું ગાયન તથા ભાષણ સા[illegible] વાર્તારૂપ નાટક બહાર પડશે માટે મહેરબાની કરી અગાઉથી અમારી તે[illegible]મની ચોપડી ખરીદ કરી આશ્રય આપવા ઓરડર કરશો એવી આશા[illegible] કીંમત અગાઉથી ગ્રાહક થનાર પાસેથી રૂા. ૦–૧૨–૦ લેવામાં આવ[illegible] પાછળથી ખરીદ કરનાર પાસેથી રૂા. ૧–૦–૦ લેવામાં આવશે.

વિશેષ વિનંતી એ છે જે આ પુસ્તક લખવાનો મારો પહેલો[illegible] પ્રયાસ છે માટે તેમાં અતિશય દોષો હશે તે સર્વ સુજ્ઞ બંધુઓ ઉ[illegible] વૃત્તિને અનુસરીને દોષો પ્રતિ અલક્ષ કરશે એવી આશા છે.

## ઉપરની ચોપડી મળવાનાં ઠેકાણાં.

પા૦ સાંકળચંદ જમનાદાસ ઠે. દરિયાપુર સુળજી પારેખની પોળ.

પા૦ હરીલાલ દામોદરદાસ " "

પા૦ રામચંદ હસુખરામ " મહેતા પોળ.

પા૦ ગોવીંદલાલ રવીચંદ " પદમા પોળ.

લાલા બીસનદયાળ ધરમદાસ–અત્તરવાળા જુમામસીદ [illegible]